બુક નં. ૧૮ તા. ૨૨-૮-૨૦

# 'ઇસમાઇલી ખોજાઓના દરખાનાના કેળવાયલા, હોશિયાર અને બાહોશ ઇસમાઇલી અમલદારો ધર્મને નામે આપખુદીથી નવા ધતીંગ ઉભા કરીને, કોમ માથે ધર્મને નામે ધાડ પાડીને પૈસા કઢાવી રહ્યા છે, તેની ત્રાસ્તીથી નાતમાંથી ચાલ્યા જાય છે"

# તેનો હેવાલ.

86



કિંમત એક આનો.

ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારની બુકો નંબર (૧) થી (૧૮) કિંમત રૂ. ૧।≈ એક રૂપીયો સાત આના.

પબ્લીશર—રહેમતુલા ઈસમાઈલ ત્રીંબેરીવાળા, [૧૨૩૮૪૭૫.]
ઠેકાણું—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.
પ્રીન્ટર—શા. મગનલાલ જગજીવનદાસ.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

# આપણો ધર્મ કે ધતીંગ ?

દરખાનાના મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીયા ભાઇ જીવરાજ આપણો ઇસમાઇલી ધર્મ કેવો સમજે છે, અને કોમને ધર્મને રસ્તે કેવા દોરવે છે, તેનો હેવાલ કોમને જાણ વાસ્તે જાહેર કરવાની મને ફરજ પડી છે.

મુખી મેઘજીભાઈ મુળજી પોતે પરેજગાર અને સખી ગૃહસ્થ છે, એવું પોતે, પોતાને "હાઇ કોર્ટમાં" જાહેર કીધું હતું. પરંતુ તેની જુબાની ઉપરથી "નામદાર જજ્જ સાહેબે" મુખી મેઘજીભાઈ મુળજીને હડહડતી ખોટી જુબાની આપનાર તરીકે જાહેર કર્યા.

આપણા ધર્મમાં મુરશીદે ફરમાવ્યું છે, ,તે હું નીચે આપું છું.

"ખોટી ગવાઈ ચડાવે આળ,
માણસ જાતમાં તે ચંડાળ."

આપણી કોમમાં ઇસમાઈલી અમલદારો અથવા લેખકો, અથવા મીશનરીઓ, આપણું ધર્મ પુરેપુરું સમજતા હોય, એમ લાગતું નથી, અગર જો આપણું ધર્મ પુરેપુરું સમજતા હોત તો, આપણા જ્ઞાન અને ધર્મ પ્રમાણે "ચંડાળ" જેવા

કામ કરનારને કોમને ધર્મને રસ્તે દોરાવનાર માથે અમલદાર તરીકે એક મીનીટ વાર પણ રાખવો જોઇએ નહીં. કારણ કે નાના મોટા દીવસે કોમના ભોળા માણસો અમલદાર પાસે પોતાના ગુન્હા બક્ષાવવા છાંટો નખાવવા જાય છે. જે અમલદાર પોતે આપણા ધર્મ પ્રમાણે "ચંડાળ" જેવા કામ કરતા હોય, તે અમલદાર બીજાના ગુન્હા માફ કરી શકે ખરો કે?

પરંતુ આપણા કોમના અમલદાર માથે તેના આપખુદીના કામની કોઇ દેખરેખ રાખનાર અથવા તપાસ કરનાર અથવા તેના કામની ફરીઆદી સાંભળનાર કોઈ છેજ નહીં, તેથી ધર્મને નામે નવા ધતીંગ ઉભા કરીને બે ધડક ખુદાનો ડર રાખ્યા વગર કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યા છે. તેની મેં મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીયા ભાઇ જીવરાજને અરજી કીધી હતી, તે કોમની જાણ વાસ્તે મને નીચે આપવાની ફરજ પડી છે.

## મુખી અને કામડીયા સાહેબને કરેલી અરજીનો ઉતારો.

જાવક નંબર (૩૨) મુંબઈ તા૦ ૨૧-૬-૧૯૨૦.

દરખાનાના મુખી મેઘજીભાઈ મુળજી અને કામડીયા અલારખીયાભાઇ જીવરાજ જોગ.

હું માનપૂર્વક અરજ કરનાર રહેમતુલા ઈસમાઈલ ઝીંઝેરીવાળાના યાલી મદદ વાંચશો.

નીચેની બાબતનો ખુલાશો આપવા મહેરબાની કરશો.

આપણા હાજર ઈમામ ઈગ્લાંન્ડ સધાવી ગયા, તેને આજે લગભગ સવા મહીનો થવા આવ્યો. છતાં તમો કોમને ખોટું સમજાવીને કહોછો કે "આપણા હાજર ઇમામના હાથનું "નીયાજ ' છે, તેથી "રૂપા મહોર" મૂકીને 'નીયાજ" પીવું."

તેજ પ્રમાણે "દર જુમે રાતે" સાંજના, "નીયાજ" કઢાવો છો, અને કહો છો કે, "આપણા હોજર ઈમામના હાથના "નીયાજ" છે, તે "પીઓ!"

આ જગાએ હું મુખી અને કામડીયા સાહેબનું ધ્યાન ખેંચું છું કે, આપણા હાજર ઈમામના હાથનો "નીયાજ" તમોએ હેગોમાં ભરી રાખ્યું છે? જેથી "દર જુમે રાતે" જમાતને "નીયાજ" પીવરાવો છો? અગાઉના મુખી કામડીઆઓ દર "ચાંદ રાતે" ફકત "નીયાજ" કાઢતા હતા, કારણ કે દરરોજ સવારના "નીયાજ" નીકળે છે. તો પછી તમો દર "જુમે રાતે" સાંજે, આપણા હાજર ઈમામના હાથનો "નીયાજ" કહીને કોમને પીવરાવો છો.

ઉપરનો દર "જુમે રાતે" "નીયાજ" શરૂ કરવાનું કારણ લખી મોકલવા મહેરબાની કરશો.

બીજું સાંજની વખતે "ધુઆ ખલાસ થાય, ત્યારે ગ્નાન અથવા "ચોઘડીયા" નહીં બોલવા દેતાં, તે વખતે તમો નાંદી કરો છો તેનું કારણ શું? "ચોઘડીયા અને ગ્નાન" બોલાવવામાં ધર્મ છે કે, નાંદી કરાવવામાં ધર્મ છે? તેનો પણ ખુલાશો આપવા મહેરબાની કરશો.

અગાઉના મુખી કામડીયા સાહેબ, "પહેલી ધુઆ" ખલાસ થયા પછી, સાંજના "ચોઘડીયા" બોલાવતા હતા. અને "ચોઘડીયા" ખલાસ થયા બાદ "બીજી ધુઆ" પડાવતા હતા જે માણસને કામ કાજ હોય, તો પણ "બીજી ધુઆ" પડીને જતા હતા કારણ કે માણસને ખાત્રી હતી કે "ચોઘડીયા" ખલાસ થાશે કે, તરત "બીજી ધુઆ" પડાવશે. તે કારણથી "બીજી ધુઆ" પડવા વાસ્તે બેસી રહેતા હતા. પરંતુ તમો માવીતરો એ તો હાલમા આપખુદીથી "પહેલી ધુઆ" ખલાસ થયા પછી "ચોઘડીયા" નહીં બોલાવતાં, નાંદી કરાવવાની રીત ચાલુ રાખી છે, તેથી ઘણા માણસો પોતાની મેળે "બીજી ધુઆ" પડીને ચાલ્યા જાય છે.

આ જગાએ હું મુખી અને કામડીયા સાહેબનું ધ્યાન ખેંચું છું કે, "દર જુમે રાતે" આપણા હાજર ઇમામના હાથને "નીવાજ" કહીને "નીયાજ" પીવરાવો છો, ને ઉપરાંત "પહેલા ધુઆ" ખલાસ કરીને, "ચોઘડીયા" અથવા "જાન" નહીં બોલાવતાં, નાંદી ચાલુ કરો છો, ને કોના હુકમથી કરો છો?

ઉપરનો ખુલાશો લેખીત આપવા મહેરબાની નહીં કરશો તો, તમો માવીતરાએ આપખુદી ચલાવીને આપણા ધર્મ વિરૂદ્ધ, અને હાજર ઈમામનું ખોટી રીતે નામ લઈને, કામ પાસેથી પેસા કઢાવવાનું ચાલુ કીધું છે, તેનો હેવાલ મને જે વાજબી લાગશે, તે છાપીને બહાર પાડીશ, તેના જોખમદાર તમોજ અમલદારો રહેશો.

તમો માવીતરો કોમને આપખુદીથી કેવા હેરાન અને પાયમાલ કીધા છે, તેના હેવાલની બુક નંબર (૭) (૧૫) અને (૧૬) મેં છપાવી હતી, તે ફરીથી બીજી વખત આ સાથે તમોને મોકલું છું, તે વાંચીને વિચાર કરશો તો, તમારા આપખુદીના કામ તમોને દેખાઇ આવશે.

હાલ તો એજ,

દરખાનાની કેળવાયલી ઇસમાઈલી કૉન્સીલ ગ્રૂપ.

હું માનપૂર્વક અરજ કરૂં છું કે ઉપરની હકીકતની તપાસ કરીને ખુલાશો આપવા મહેરબાની કરશો. જેથી ઇસમાઈલી અમલદારોના આપખુદીના કરતુક વધુ જાહેરીમાં ન આવે તો સારૂં.

પછી તમારી ખુશી.

આની નકલ મુખા સાહેબને રજીસ્ટર કીધી છે. "ઇસ માઈલી કાન્સીલ" અને કામડીયા સાહેબને કવરમા મોકલી છે.

(લી૦) રહેમતુલા ઇસમાઈલ તીજોરીવાળાના યાદ મદદ વાંચશો ઠે૦ ત્રાબાકાટા પાયધોની મુ. મુંબઇ.

## મુખી મેઘજીભાઇ મુળજીને આપણા હાજર ઇમામનું ફરમાન.

પાંચ વરસ અગાઉ આપણા હાજર ઇમામ હીંદમાં પધાર્યા હતા, તે વખતે મુખી મેઘજીભાઇ મુળજીને આપણા હાજર ઈમામે ફરમાન ફરમાવ્યું કે "જમાતખાનામાં આ એક વધુ તીજોરી મુકી છે, તે તીજોરી તમો કોઈ પણ ખોલશો નહીં. અને એ તીજોરી હું પોતે મારા હાથે ખોલીશ, અને જમાતને આપણા હાજર ઇમામે ફરમાવ્યું કે ઉપરની તીજોરીમાં જેને જમાતખાનું બંધાવવામાં શુભ દાન કરવું

હોય, તેણે ઉપરની તીજોરીમાં પૈસા નાખવા, અને તે તીજોરી હું પોતે ઇગ્લાન્ડથી પાછો આવીશ, ત્યારે હું મારે હાથે ખોલીશ."

ઉપરનું ફરમાન ફરમાવીને આપણા હાજર ઇમામ ઇગ્લાન્ડ સધાવી ગયા, તે પછી થોડા વરસ રહીને, આપણા હાજર ઇમામની બેફરમાની કરીને મુખી મેઘજીભાઈ મુળજીએ આપણા હાજર ઇમામની ગેરહાજરીમાં ઉપરની તીજોરી ખોલીને પૈસા કાઢી લીધા.

આ જગાએ હું વચનાર ઇસમાઇલી ભાઇઓનું ધ્યાન ખેંચું છું અને પુછવાની રજા લઉં છું કે પરેજગાર મુખી મેઘજીભાઈ મુળજીએ આપણા હાજર ઇમામની બેફરમાની કરીને ઉપરની તીજોરી ખોલી, તે આપણા ધર્મ પ્રમાણે ખોલી કે, પૈસાની મતલબથી ખોલી? અગર જો મુખી મેઘજીભાઇ મુળજી આપણું ધર્મ સમજતા હોત તો, આપણા હાજર ઇમામની બેફરમાની કરીને ઉપરની તીજોરી ખોલતે નહીં. એ ફરમાની કરનારને મુરશીદે આપણા જ્ઞાનમાં ફરમાવ્યું છે, તે હું નીચે આપું છું.

"પાક પાણી ફરમાને હુઆ સરોવર નદી આ જાણી,
બે ફરમાની પાક ન હોવે, જો ધોવેસો પાણી."

આપણા જ્ઞાન પ્રમાણે મુરશીદની જે બે કુરમાની કરે, તે "નાપાકજ" છે તેથી હું આપણું ધર્મ જાણનાર ભાઇઓ પાસેથી ખુલાશો માંગવાની રજા લઉ છું કે, આપણા ધર્મ પ્રમાણે બોટ્ટું બોલીને "ચંડાળ" જેવા કામ કરનાર અને આપણા હાજર ઈમામની બેકુરમાની કરીને નાપાક જેવા કામ કરનારને કામ માથે ધર્મની માયા ફગાવનાર તરીકે અમલદારી ઉપર એક મીનીટ વાર પણ રહેવા દેવો જોઈએ નહીં પરંતુ મારે દીલગીરી સાથે કહેવુ પડે છે કે ઉપરના "ચંડાળ" જેવા કામ કરનારને હુદ્દા ઉપર ખસેડવાની કોઈએ પણ, સહીઓ ભેગી કરીને આપણા હાજર ઇમામને અરજી કીધી નહીં, તે શં કારણથી અરજી કીધી નહીં, તેનું કારણ બહાર પાડશો તો મોટી મહેરબાની થશે

## મુખી સાહેબની પેદાસ કરવાની નવી રીત.

મારા રહેવાના ઘરની ચાલીમાં પાંચ કે છ મહીનાનુ બચ્ચું ગુજરી ગયું હતું. તેથી મયતમાં આવેલી બાઈઓથી ચાલી ચીકાર ભરાઇ ગઇ હતી. તે કારણથી હું મારા ભાઈના ઘરમાં જુલા ઉપર બેસી રહ્યો. હસમાઈલી અમલદારો તરફથી રોકેલી બાઇ તે વખતે બોલી કે "બાઈ આંસુ

કોમ, અને ભરચે ધરમેંસી હવે વીઓ આય. તેથી તેંજે પુઠયા કોંદીણુજી તજવીજ કરે."

આ જગાએ હું મુખી સાહેબ મેઘજીભાઇ મુળજીનું ધ્યાન ખેંચું છું કે, પાંચ છ મહીનાનાં બચ્ચા પાછળ શું આપે તો, લાભ થાય? કારણ કે તે બચ્ચાંને પોતાની માતાના દુધ સીવાય બીજી કાંઈ પણ ચીજ ઉપયોગ આવે તેમ નથી. તેથી ઉપરની બાઇઓને તમોએ મૈયત વખતે રોકેલી છે, અને ભર્યા ઘરમાંથી આપવાની બોધ કરે છે, તે ભર્યા ઘરમાંથી શું આપવું? અફસોસની વાત છે કે આવી રીતે એક માણસને ઘરે મૈયત થયું હોય, અને તેના દુ:ખતા દીલ ઉપર ડામ દેવા જેવા કામ કરનાર બાઈઓને રોકાને ધર્મને નામે પૈસા કઢાવવાની કોશીશ કરી રહ્યા છે, તે ઉપરાંત એક વીધવા બાઈનો સસરો મરી ગયો હતો, તેથી વીધવા બાઇના નાનાં બચ્ચાં હતાં, છતાં તેના ધરને તમારી મદદથી સીલ લગાડયું. તે બાઇએ પોલીસની મદદ લઈને સીલ તોડયું.

આવી રીતે કોમને હેરાન કરીને પૈસા કઢાવી રહ્યા છો, તેનો વધુ હેવાલ હું હવે પછી આપીશ.

## નાતના અમલદારોના હાથે લુટાવાની ધાસ્તીથી, આપણી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે.

આપણી કોમમાંથી હજારો ભાઈઓ આપણી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે. તે વિશે ઘણા સાથે મને વાતચીત થઇ, તે હું નીચે આપું છું:—

જ્યારે ઈસમાઇલી અમલદારોએ પોતાના આપખુદીના કામથી કોમને હેરાન અને પાયમાલ કરવાના કારભાર કરી રહ્યા હતા, તે કારભારને હું "રહેમતઅલા" પેપરમાં જાહેરીમાં લાવતો હતો, તેથી ઇસમાઇલી અમલદારોએ આપખુદીથી હુકમ કીધો કે, તું પેપર બંધ કર, નહી તો તને નાત બહાર કરશું.

પરંતુ મારૂં અંતઃકરણ તેના આપખુદીના હુકમને તાબે નહીં થયું, તેથી મને નાત બહાર કીધો. તે પછી ઘણા ભાઇઓ મારી દુકાને આવતા અને કહેતા કે, તમે અમારી નાતમાં આવતા રહો.

તેનો જવાબ હું આપતો કે ભાઇઓ તમો શું કામ નીકળી ગયા છો? તેનો જવાબ મને મલતો કે, જ્યારે આપણે ઘરે સારૂં અથવા નરશું કામ આવે, ત્યારે ઇસમા-

ઈલી અમલદારોનો મોસલ આવે કે, આટલા રૂપીયા આપો તોજ તમારૂં કામ ઉકલાવશું. અગર જો આપણે તેના કહેવા પ્રમાણે રૂપીયા ન આપીયે તો, તેજ વખતે આપણુ કામ અટકાવી દીયે. કારણ કે ઇસમાઈલી અમલદારોના આપખુદીના કામની કોઈ ફરીઆદી સાંભળનાર કોઇ છેજ નહી. તેથી તે જેવા હુકમ કરે, તેના હુકમને આપણે તાબે થાવું પડે. અગર જો તેના હુકમને આપણે તાબે નહી થઇયે, તો જેવી રીતે તમોને નાત બહાર કીધો, તેમ અમોને પણ નાત બહાર કરે. તે ધાસ્તીના લીધે, અમો નાતમાંથી નીકળી ગયા છીએ.

તેના જવાબમા મેં કહ્યું કે તમોને ઇસમાઇલી ધર્મ પસંદ નહી આવવાથી નાતમાંથી નીકળી ગયા છો? નહી, એમ છેજ નહીં, પરંતુ ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારને લીધેજ નીકળી જવુ પડયુ છે.

તેના જવાબમાં મેં કહ્યું કે આપણી કોમમાં ગેરવાજબી રીતે અને આપખુદીથી કારભાર કરીને કોમને ઇસમાઈલી અમલદારો હેરાન અને પાયમાલ કરે છે, તેને અટકાવવાની આપણી ફરજ છે, કે બીજો કોઇ નાતવારો આવીને તેના આપખુદીના કામને અટકાવશે?

તેના જવાબમાં મને કહ્યું કે ઇસ્માઇલી અમલદારોના પક્ષવાળાઓએ ખોજા મોહલ્લામાં ખુન કીધા, તે તમો જાણો છો?

તેના જવાબમાં મેં કહ્યું કે હા, એ બધું મને સારી રીતે ખબર છે.

તેથી શું થયું? સાચું કામ કરવાને બહાર નીકળવામાં મરવાને પણ તૈયાર થવું જોઈએ. જે માણસ સાચું કામ કરવાને અને જુલમગારના જુલમો જાહેરીમાં લાવવાને, જે માણસ મરવાને બીનો નથી; તેજ માણસ જુલમગારોના કામને જાહેરીમાં લાવી શકે, અગર જો સાચા કામમાં માથું આપવું ન પડતે તો, દુનીઆમાં બધાએ સાચા કામ કરત, પરંતુ તેમ છેજ નહીં.

સાચા કામમાં તો, પોતાનું માથું શું પણ પોતાના કુટુંબને પણ તે પાછળ કુરબાન કરે છે. તેનો દાખલો આપણી સામે મોજુદ પડેલો છે.

હજરત ઇમામ હુસૈન અલ્લે સલ્લામને જજીતે કહ્યું કે મારી બયાત કબુલ કર? નહીં તો તને તલવારથી સૈયદ કરીશ?

તેના જવાબમાં હજરત ઈમામ હુશેન અલ્હે સલ્લામે કહ્યું કે તારી બયાત કબુલ થાયજ નહીં. કારણ કે ખુદાવંદ તાલા તરફથી તને શું મલ્યું છે ?

તેના જવાબમાં જજીતે કહ્યું કે આ તલવાર ! જો તુ મારી બયાત કબુલ નહીં કરે તો, તુને આ તલવારથી સૈયદ કરીશ.

પરંતુ હજરત ઇમામ હુશેન અલ્લે સલ્લામે, તલવારના ડરથી ખોટાને તાબે નહી થતાં, પોતાના સામે પોતાના કુટુંબને અને પોતાને સૈયદ કરવાનુ ખુશીથી સહન કીધું, અને હકના રસ્તાને વળગી રહ્યા. તેજ પ્રમાણે ખોટા કામ કરનારને અથવા કોમને આપખુદીથી હેરાન કરનારના કામ સામે થવુંજ જોઇએ. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે તમો હીંમત હારીને જુલમગારની સામે થવાને બદલે નાતમાંથી નીકળી ગયા, તેથી જુલમગાર અમલદારોને વધુ ઉત્તેજન મલ્યું છે. અને તે કારણથી ધર્મને નામે નવા વધુ ધતીંગો ઉભા કરીને કોમને હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવી રહ્યા છે. અગર જો આપણા ભાઈઓ વીસ, પચીસ ભેગા થઇને પુરતો વિચાર કરીને ઇસમાઈલી અમલદારોના આપખુદીના કામનો ઈન્સાફ અથવા જવાબ લેવાને હીંમત કરીને બહાર પડયા હોતે તો, નાતમાંથી નીકળી જવાની ફરજ

પડતે નહીં. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે તમો હીમત હારીને જુલમગાર સામે નહીં થતાં, નાતમાંથી નીકળી ગયા, તે પાછળ રહેનારને વધુ સહન કરવું પડે છે. કારણ કે જુલમગાર સામે થવાની સમજુ શ્રીમંતો માથેજ ફરજ રહી છે. અગર જો તે જુલમગાર સામે નહીં થાય, તો પછી જુલમગાર સામે ગરીબ તો થઇ શકેજ નહીં કારણ કે કુદરતે તેને સામે થવાની કાંઈ પણ શકિત આપેલી નથી.

તેથી કોઇ પણ કોમમાં નાતના અમલદારો આપખુદીથી જુલમ ગુજારીને હેરાન અને પાયમાલ કરે, તેના સામે થવાની ફરજ, સમજુ અને શ્રીમંતો ઉપરજ રહેલી છે. તેથી તે ફરજ, જે નથી બજાવતો તે પાક પરવર દીગારનો ગુન્હો કરે છે. કારણ કે કુદરતે તેને સામે થવાને શકિતના સાધન આપેલા છે.

દરખાનાની કોન્સીલ નાત બહાર કરે,
તેની ધાસ્તીથી નાતમાંથી નીકળી ગયો.

દરખાનાની કોંન્સીલ ઇન્સાફ કરવાના રૂમમાં બેસેછે, ત્યારે અહંકારથી અને ધર્મ વિરૂધ્ધ આપખુદીના ધતીંગ ઉભા કરીને, દૈત્યની માફક કોમ માથે હુકમ કરે છે, અને આપણું ધર્મ શું છે? તે કાંઇ પણ સમજતાજ નથી, અને આપખુદીથી હુકમ કરે છે કે, અમારો હુકમ નહીં માનશો

તો, તમોને સજા કરવામાં આવશે તેથી નાત બહારની ધાસ્તીને લીધે, આપણી નાતમાંથી ઘણાઓ નીકળી ગયા છે, અને હજુન પણ નીકળવાનું ચાલુજ છે. કારણ કે દૈત્ય જેવા કામ કરનાર ઇસમાઇલી કોંન્સીલના આપખુદીના હુકમની અથવા કામની આપણી કોમમાં કોઇ ફરીયાદી સાંભળનાર છેજ નહીં, તેથી નાતબહારની ધાસ્તીને લીધે નાતમાંથી નીકળી જાય છે. કોંન્સીલ નાતબહાર કરે, તેની ધાસ્તીને લીધે, નાતમાથી નીકળી ગયો છે, તેનો દાખલો હું નીચે આપું છું:—

## અમલદારોનો અહંકારી ઇન્સાફ.

ખોજા શીયાઇમામી ઇસમાઇલી કોંન્સીલના પ્રેસીડન્ટ

સાહેબ જોગ,

મુંબઇ.

જત હું નીચે સહી કરનાર સરવેને ખબર આપું છું જે કેટલાક ચોકસ કારણુના લીધે, મેં શીઆ ઇમામી ઇસમાઇલી મઝહબને ત્યાગ કરી, શીયા અશના અશરી મઝહબ જાહેર રીતે અખત્યાર કીધો છે, તેની નોંધ લેશોજી.

લી૦ રજબઅલી લધાભાઇ ભદ્દળીવાળા.

મુંબઇ, તા૦ ૨૪મી અક્ટોબર સને ૧૯૧૩.

ખુલાસો (તા. ૧૭-૧૦-૧૩)

ગઇ તા. ૨૫ મીએ તમારા પત્રમાં જે જાહેરખબર પ્રગટ થઇ છે, તે સબંધી ખુલાસો કરવાનો કે સંસારી મુકદમો જમાતમાં મારી, ધણીઆણી સામે મેં માંડયો હતો, પણ તેનો સંતોષકારક અને વખતસર ફેંસલો નહી થવાથી જમાતનો આશરો છોડી કાયદાને માન આપવાની મને જરૂર પડી હતી.

ધી શીઆ ઇમામી ઇસમાઇલી કૌન્સીલે કરેલી નોંધ અને તેની ઉપર મેં લખેલા પત્રની નકલો નીચે મુજબ છે.

તા૦ ૨૩-૧૦-૧૯૧૩.

૨૧૩/૧૩ પત્ર રજબઅલી લધા લખમસીના સોલીસીટર કાંગા સાયાનીનો કાગળ રજબઅલીની ઘરવાળીની ફારગતિ બાબત..

આ બાબતની અંદર કૌન્સીલે રજબઅલી લધા લખમસીને જણાવ્યું હતું કે, તમારા વકીલ કાંગા સાયાની તરફથી તા. ૨૦ મી અકટોમ્બર સને ૧૯૧૩ નો લખેલો કાગળ કૌન્સીલને મળ્યો છે. તેમ તમે લખ્યું છે કે તમોએ તમારી ઘરવાળી બાઇ જેનાબાઇ તે જાનમામદભાઇ રહીમની દીકરીને તમોએ બારોબાર એક ફારગતીનામું લખી

મોકલાવ્યું છે, અને તેની એક નકલ અમો કોન્સીલ ઉપર તમે મોકલાવી છે, એ બાબતમાં કૌન્સીલને જણાવ્યું હતું, કે એ મજકુર ફારગતીની જમાતના કાયદા કલમથી ચાલતા આવતા રવઇયાથી ઉલટી હોવાથી કૌન્સીલ એ ફારગતી બન્ને પક્ષ વચ્ચે કબુલ રાખતી નથી.

બીજું કોંસીલે ઠરાવ કર્યો અને રજબઅલીભાઇને જણાવ્યું કે તમોએ આવી રીતે ફારગતી આપવાની કોશેશ કરવામાં જમાતનો હંમેશનો ચાલતો આવેલો રીવાજ તોડયો છે, તે માટે તમોને કૌન્સીલ શું કરવા સજા નહીં કરે? તે બદલ ખુલાસો આવતી કાલ શુક્રવાર તા. ૨૪મી અકટોબર સને ૧૯૧૩ની રાતના સ. ટા. નવ વાગે તમારે લેખીત અથવા મોઢેથી કરવો.

**(સહી) હા. આ. દે.**

આ અસલ ઉપરથી ખરી નકલ તા. ૨૪મી અકટોબર સને ૧૯૧૩. **હાજી મુખી લાડક.**

ઓ. સેક્રેટરી મુ. બો. ઇસમાઈલી કૌં.

ધી શીઆ ઈમામી ઇસમાઈલી જમાતની કૌન્સીલ જોગ,

**મહેરબાન સાહેબ,**

જત જમાત તરફથી કરવામાં આવતી લગન નીકાહની ફીઓ તથા મહેર નકી કરવાની રૂઢી ઉપરથી અને એક-

સેક્રેટ જનરલે આપેલી સલાહથી મેં જેનાબાઈ તે જાન-મામદ રહીમની દીકરીને તલાકનામું મારા વકીલને હાથે લખી મોકલાવેલા ને તેની કોપી કોંન્સીલની જાણ માટે મારા વકાલે તમોને રવાના કરેલ તે પગલું જો કે કાયદેસર હતું છતાં, તે કામને ગંભીર ગુનો લેખી તમોએ જે મારી ઉપર ગઈ કાલે રાતે તહોમત મુકયો છે, તે તદન ગેરવાજબી છે અને જ્યારે તમો એવા સંજોગો વચ્ચે સમજુતી ઉપર આવવાને બદલે મને સખત સજા કરવાનો ઠરાવ કીધો છે, તેથી મારે અત્યંત દીલગીરી સાથે આજરોજ તમારી જમાતમાંથી નીકળી જવાની કુદરતી રીતે ફરજ પડે છે, તેની નોંધ લેશો.

**(સી૦) રજબઅલી લધાભાઇ.**

(કચ્છ) ભદ્રણીવાળા.

ઉપર વાંચવાથી સમજ પડી હશે કે દૈત્ય રાવણ જેવી દરખાનાની ધસમાઇલી કોંન્સીલે રજબઅલીભાઇ માથે હુકમ કાઢયો કે તમોએ અમારો આપખુદીનો ચાલતો આવેલો ધારો તોડયો, તેથી શું કામ સજા કરવામાં ન આવે?

ઉપરના દૈત્ય જેવા હુકમના ડરથી રજબઅલીભાઇએ આપણી નાત છોડીને, બીજાની નાતમાં જવું પડયું, અગર જો ન જાય તો, દરખાનાની કોંન્સીલ તેને કાતો હદ કરે

અને દંડ ન આપે તો તેને નાતબહાર કરે. આને ઇન્સાફ કહેશો કે ધર્મને નામે પૈસા કઢાવવાનું ધતીંગ કહેશો ?

આ જગાએ હું વાંચનાર ભાઇઓનું ધ્યાન ખેંચું છું કે, ઉપરના દાખલાથી ઘણા ભાઈઓ આપણી નાતમાંથી નીકળી ગયા છે. તે ધર્મના કારણથી નથી નીકળ્યા, પરંતુ ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારને લીધે જ નાતમાંથી ઘણા ભાઇઓ નીકળી ગયા છે, અને તેવો સંજોગ આવે છે, ત્યારે પાછા આપણી નાતમાં આવે છે.

ઉપરના રજબઅલીભાઇ હાલમાં આપણી નાતમાં છે; ઇસમાઇલી અમલદારોના આપખુદીના કારભારથી મરણ અને લગન અટકાવીને પૈસા કઢાવે છે, અને જે પૈસા ન આપે, તેનું કામ અટકાવી દીએ છે, અથવા નાતબહાર કરે છે. આવી ધાસ્તીને લીધે ઘણા ભાઈઓ આપણી નાત છોડીને બીજાની નાતમાં ચાલ્યા જાય છે. અને હજુન પણ જવાનું ચાલુજ છે. આનો વધુ હેવાલ હવે પછી હું આપીશ.

## દરખાનાના કેળવાયલા ઇસમાઈલી અમલદારોના આપખુદીના કામ જાહેરીમાં આવતા અટકાવવા સારૂ ઉભી કીધેલી, પંજેભાઈની ટોળી.

મુંબઈની દરખાનાની કેળવાયલી, હોશિઆર અને બાહોશ ઇસમાઈલી કૌન્સીલે પોતાના આપખુદીના કામ

જાહેરીમાં આવતાં અટકાવવાને વાસ્તે ઉભી કીધેલી પંજે ભાઈની ટોળી, તેની સરદારી, બાહોશ અને હોશિઆર હબીબભાઈ લખા લઇને મને મારવા આવ્યો, કારણ કે ઇસમાઇલી અમલદારોની આપણા હાજર ઇમામે ઓછી વધતી સતા ખેંચી લીધી હતી, તેને કોમને જાહેર કરવા વાસ્તે મારા રહેવાના ઘર આગળ મોટું પાટીઉં લખીને મુકયું હતું, તે પાટીઆંને હબીબભાઈ લખાની સરદારી હેઠળ પંજેભાઈ ટોળીએ પત્થરા મારીને ફાડી નાખ્યું, તે ઉપરાંત નીચે ઉભીને બોલવા લાગ્યા કે નીચે આવ તો તારા આટલા, આટલા, ટુકડા કરી નાખીએ. યાને તને મારી નાખીએ. એવું ધાંધલ કરવા લાગ્યા.

ઉપરના ધાંધલથી મારે મુંબઇના નામદાર પોલીસની મદદ લેવી પડી હતી. પોલીસ આવવાથી ઉપરની ટોળી વિખેરાઈ ગઇ, ને પછી હું મારી દુકાને જઇ શકયો. ઉપરની પંજેભાઈની ટોળી મારા રહેવાના ઘર આગળ મને મારવા આવી, તે શું કારણથી મારવા આવી? કાંઈ મેં આપણા ધર્મ વિરૂદ્ધ લખ્યું નહીં હતું, પરંતુ આપણા હાજર ઇમામની એ ફરમાની કરીને ધર્મને નામે ધતીંગ ઉભા કરીને ઇસમાઇલી અમલદારો આપખુદીથી કોમ પાસેથી પૈસા કઢાવતા હતા, તેની સત્તા આપણા હાજર ઇમામે ઓછી વધતી ખેંચી લેવરાવી, તેની કોમને જાણ વાસ્તે

મેં પાટીયું માર્યું હતું. પરંતુ ઈસમાઇલી અમલદારોએ પોતાની આપખુદીથી ધર્મને નામે પૈસા કઢાવવાના ધતીંગ જાહેરીમાં ન આવે, તેનાજ વાસ્તે ઉપરની પંજેભાઇ ટોળી મને મારવા આવી હતી. પરંતુ ઇસમાઈલી અમલદારોના ધર્મને નામે ધતીંગ ઢાંકવાની કોશીશ કીધી, પરંતુ ઢાંકવાને બદલે તેના ધતીંગ, નામદાર સરકારની અદાલતમાં પણ વધુ જાહેર થયા.

ઉપરના પાટીઆ ઉપરથી મારા માથે "પોલીસ કોર્ટમાં" કેસ નોંધાયો. તેમાં મારી વિરૂદ્ધ દરખાનાની કેળ-વાયલી ઈસ્માઇલી કૌન્સીલનો સેક્રેટરી હાજી મુખી લાડક સાક્ષી થયો. બીજો હોશિયાર અને બાહોશ કૌન્સીલનો મેમ્બર ઈસમાલભાઈ ઈબ્રામ ઉકા મારી વિરૂદ્ધ સાક્ષી થયો. ત્રીજો પંજેભાઈની ટોળી લઈને મને મારવા આવનાર હબીબભાઇ લધા મારી વિરૂદ્ધ સાક્ષી થયો. ચોથો રાજન-ભાઈ મેરાલી મારી વિરૂદ્ધ સાક્ષી થયો.

પરંતુ તેને "નામદાર કોર્ટે," ખોટી જુબાની આપ-નાર તરીકે જાહેર કરીને પીંજરામાંથી કાઢી મૂક્યો. પાંચમો હબીબભાઇ રવજી મારી વિરૂદ્ધ સાક્ષી થયો. પરંતુ આપણા હાજર ઇમામની દુઆથી અને કુદરતની રહેમ બક્ષીશથી દરખાનાની ઇસમાઈલી કૌન્સીલના આપખુદીના કામ

"નામદાર સરકારની અદાલતમાં" વધુ જાહેરીમાં લાવવાને ખુદાએ મને શકિતવાન કીધો. તેના કેસના ત્રણે ભાગો મંગાવીને વાંચશો તો, તે વિશે તમોને વધુ ખાત્રી થશે.

## મારી બુકો વેચનાર મહુમદઅલીભાઈ ડાહ્યાને, હબીબભાઈ લધા હેરાન કરવાની કોશીશ કરે છે. તેની અરજીનો ઉતારો.

મુંબઇ તા૦ ૨-૭-૧૯૨૦.

શ્રી મુંબઇ શાખા ઈમામી ઈસમાઈલી કૌન્સીલની હજુરમાં, જોગ શ્રી મુંબઇ.

મુંબઇથી લી૦ મહુમદઅલી ડાહ્યા ગોંન્ડલવાલાના યા અલી મદદ કબુલ કરશોજી.

જત લખવા અરજ એ છે કે, હું તા૦ ૬-૬-૧૯૨૦ રવીવારના અહીથી, ત્રણ. (૨।।) થી (૩) વાગાના સુમારે, શેઠ રહેમતુલા ઇસમાલ ત્રીન્જેરીવાળાની છપાતી બુકો આપણા જાતભાઈઓ તથા બીજાઓને મજુરીથી વાટવા નીકળેલો હતો, તો આપણી દરખાનાની કેન્સાલના ઓફી-સમાં ૪-૫ ચાર થી પાંચ આપણા ઇસમાઇલી ભાઈઓ બેઠેલા હતા, જેના નામ હું જાણતો નથી. તેમ તેની ને મારી કાંઇ ઓળખ અથવા કાંઇ અદાવત પણ નથી. તેઓ ભાઈઓએ મારા ઉપર હુમલો કરી મને માર

માર્યો, અને આ બેન સામી કેટલીક ગાળો આપી, જેથી હું ઘણો ખુશી થયો અને વધારે થાત પણ તેવું કાંઇ તમોએ કીધું નહી કે, જેથી મારા રૂહને જન્નત મળતે. કે હું આપણા ઇસમાઇલી ભાઇઓના હાથથી માર્યો જાઉં, તો પણ મેં તે માર ખાવાની દરકાર કીધી નહીં, અને આપ-નામદારોની હજુરમાં અરજી કીધી નહીં, પણ પાછો તા૦ ૨૭-૬-૧૯૨૦ રવીવારના ચુકો વાટવા નીકળ્યો, ત્યારે મારા હિતેચ્છુ શેઠ હબીબભાઇ લધાભાઇ મોવીયાવાળા જે મારી ઓળખના, તેમણે મને કીધું કે, મહમદઅલીભાઇ, તમોને મારનારા મને કહેતા હતા કે, અમોએ માર્યો અને હવે બીજી વખત જ્યારે હાથમાં આવસે, ત્યારે તેમની વાત. તો શું તમો આમ ચોપડી વાટશો તો શું તેઓ તમોને નહીં મારે? શું તમારે મરી જાવું છે?

ત્યારે મેં કહ્યું કે હું કાંઇ ફોગટ વાટતો નથી, પણ મને પુરતો પગાર આપે છે, ત્યારે શેઠ હબીબભાઇ લધાભાઇએ મને કહ્યું કે તમારી જેવી મરજી. પણ વગર મોતે મરી જશો. હવે હું આ જગાએ આપ નામદાર કૌન્સીલને અરજ કરૂં છું કે હું કાંઇ અદાવતથી ચોપડીઓ વાટવા નીકળતો નથી, હું મારા-પેટના ખાતર મજુરી કરવા નીકળું છું. હું ગરીબ છઉ, એમ સરવે જાણે છે. મેં મારા પેટના ખાતર અને ગરીબાઇમાંથી પસાર થવા

માટે કેટલાં વલખાં મારેલાં. તમો નામદાર કૉન્સીલને અગાઉ મદદ માટે અરજી કરેલી, પછી દફતરખાનામાં નોકરી માટે અરજી કરેલી, શેઠ જાફરભાઇ કાસમભાઈ મુસાને નોકરી માટે અરજી કરેલી તેમ બીજે ઘણેક ઠેકાણે મજુરી માટે તપાસ કરેલી પણ કોઇ ઠેકાણે મને મજુરી મલી નહી, ત્યારે આપણા હાજર ઇમામને મદદ માટે અરજી કરી તો, આપણા હાજર ઇમામે મારા ઉપર રહેમ કરીને તમો નામદાર કૉન્સીલ ઉપર ચીઠી લખી આપવા મહેરબાની કીધી. પણ તમો નામદારે મારા પાસે જામીન માંગ્યો, પરંતુ હું અત્રેનો અજાણ્યો, એટલે મારો જામીન કોણ થાય? ત્યારે મને મદદ પણ આપવામાં આવી નહીં. અને હજી સુધી હું એમજ દુઃખમાં સબડતો રહ્યો.

તેમાં પણ વધારો થયો. જે મારા મરનાર ભાઈ અલીભાઈ ડાહ્યાનો વારસો મળત, તે પણ આપણા મુખી સાહેબ મેઘજીભાઇ મુળજી તથા કામડીયા સાહેબ અલારખીયા ભાઇ જીવરાજે અપાવ્યો નહીં. ને તેના બાબત જવાબ વરીક પણ આપ્યો નહીં. તો હું આજીજીથી અરજ કરૂં છું કે મને મારા ભાઈની મીલકત મુખી સાહેબ મેઘજીભાઇ મુળજી અને કામડીયા સાહેબ અલારખીયા ભાઇ જીવરાજ પાસેથી અપાવવા મહેરબાની કરશો, કે જેથી મારી ગરીબાઈમાં ઘટાડો થવા પામે. અગર નહીં અપાવશો

તો, તેનો ઇન્સાફ મને મલે, એની હું સોધમાં છઉં. અને વખત મળશે, ત્યારે ઇન્સાફ મેળવવાની કોશીશ કરીશ. હાલમાં હું મજુરી કરીને મારૂં પેટનું ગુજરાન કરૂં છું. તેમાં પણ મને આપણા ઇસમાઇલી ભાઈઓ માર મારવા અને હેરાન કરવા બહાર પડે છે, તેમને હેરાન નહીં કરે, તેનો બંદોબસ્ત કરવા આપ કૌન્સીલ મહેરબાની કરશો. કે જેથી હું મજુરી કરી મારૂં પેટનું ગુજરાન કરી શકું.

તમો નામદાર કૌન્સીલ જો બંધોબસ્ત નહીં કરો તો, મને ભૂખે મરી ભીખ માંગવાનો વખત આવશે. જો તેવો વખત આવશે તો, મારે દીલગીરીથી મુંબઈના નામદાર પોલીસ કમીશનર સાહેબનો આસરો લેવો પડશે.

હાલ તો એજ.

આની નકલ મુખી સાહેબ મેઘજીભાઇ મુળજીને પણ મોકલી છે.

(લી૦) મહમદઅલી ડાહ્યાના યા અલી મદદ વાંચશો.

મારૂં ઠેકાણું.

મહમદઅલી ડાહ્યા જુની ચોપડી લેનાર–વેચનાર.

ઠે૦ કોટ. બોરા બજાર. મું. મુંબઇ પોસ્ટ નં. (૧)

ઉપર પ્રમાણે બુક વેચવાવાળા મારા માણસને "પંજભાઇ ટોળી હેરાન કરે છે, તેનો વધુ હેવાલ હું હવે પછી આપીશ.

પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીએ કેશવજી લાલજીને પોતાના છટકામાં પકડવાની કોશીશ કીધી, પરંતુ કેશવજી લાલજીએ કાયદેસર મુખી મેઘજીભાઇ-મુળજીનો છટકો તોડીને પોતાનું કામ ઉકલાવી લીધું. તેથી પરેજગાર મુખી મેઘજી ભાઇ મુળજીના છટકામાં નહીં પકડાણો તેથી, દરખાનાની બાહોશ અને હોશિઆર કેળવાયલો કોન્સીલે, કેશવજી લાલજી માથે, બાપના નામ વગરના નવ જણાને ઉભા કરાવીને પોતાના કાવત્રાંમાં ફસાવવાની કોશીશ કીધી, અને કેશવજી લાલજી માથે નોટીસ મોકલી, તે નોટીસનો કેશવજી લાલજીએ આપેલો જવાબ તેનો ઉતારો નીચે આપું છું:—

## કાગળનો ઉતારો.

શીયા ઇમામી ઇસમાઈલી કોન્સીલ મુંબઈ બંદરથી લી૦ કેશવજી લાલજીના યા અલી મદદ વાંચશો.

જત તમારો તા૦ ૧૯ મી જુલાઈ ૧૯૧૮ નો જાવક નં. ૧૯૯/૯૮ નો કાગળ આવ્યો તે અમોને પહોંચ્યો છે. તેમાં તમો લખો છો કે શીઆ ઈમામી ઈસમાઈલીયાના ચાલતા આવેલા રવૈયા વિરૂદ્ધ તમોએ મુંબઇમાં લગ્ન કીધા છે.

તો હું તેના જવાબમાં લખવાને રજા લઉં છું જે, અમો ઈસમાઈલીયા કાયદા પ્રમાણે મુખી કામડીયાને અરજી કરી. તેની નકલ હું આ કાગળમાં લખી મોકલું છું. તે વાંચીને જાણી શકશોજી.

બીજું જ્યારે મારા લગનનો દીવસ જ્યારે નક્કી કીધો છે, ત્યારે તેની અરજી પણ મુખી કામડીયાને કી છે. તે મુખી પાસેથી મંગાવી વાંચશોજી તો તમને ખાત્રી થાશે. કે સમાઇલીયા કાયદાનો ભંગ અમોએ કીધો છે કે મુખી કામડીઆએ કીધો છે. તે જાણી શકશો. વળી પણ તમો લખો છો કે તા૦ ૧૪–૭–૧૮ ની મીટીંગમાં હાજર નહીં થયા.

ત્યારે હું આપ સાહેબોનું ધ્યાન ખેંચું છું જે મારા માથે નવ જણા ફરીઆદી છે, તો તેના નામ પણ પુરાં આપ્યા નથી. અને શું બાબતની ફરીઆદી છે, તે પણ લખ્યું નથી. ત્યારે હું અંધારામાં રહીને મારો બચાવ કેવી રીતે કરી શકુ?

જ્યાં સુધી ફરીઆદીના નામ અને મારે માથે શું બાબતની ફરીઆદી છે, તેનો ખોલાશો લેખીત નહીં આપો, ત્યાં સુધી મીટીંગમાં આવવાને અશક્ત છું. કેશવજી લાલજીની સહી. તા૦ ૨૨–૭–૧૮.

મારૂં ઠેકાણું:—

પરેલ ધન મીલ, દાદાભાઈની ચાલીમાં

કેશવજી લાલજી રૂમ/નં૦ ૧૩.

આ જગાએ હું વાંચનાર ભાઈઓનું ધ્યાન ખેંચું છું જે આપણી કોમના પરેજગાર મુખી મેઘજીભાઇ મુળજીના

ટકામાં કેશવજી લાલજી નહીં ફસાણો તેથી આપણી મના કેળવાયલા હોશિઆર અને બાહોશ ઈસમાઇલી કાન્સીલને ખુદાનો તો, ડર નથી, પરંતુ બીજા કોઈનો પણ ડર નથી. તેથી ગરીબોને બેધડક ઈન્સાફને નામે પોતાના કાવત્રામાં ફસાવતાં જાય છે કારણ કે તેના આપખુદીના ઈન્સાફની આપણી કોમમાં કોઇ ફરીઆદી સાંભળનાર છેજ નહીં. તે કારણથી આપણી કોમના ઘણા સમજુ ભાઇઓ ઉપરની બીકથી નાતમાંથી નીકળતાં જાય છે, તેનો અટકાવ કરવાનો આપણા માથેજ ફરજ છે. કારણ કે આપણી કોમના, આપખુદીના કારભારના અને જુલમના કારભારની બીજા નાતનો આવીને અટકાવ કરશે નહીં. મોડે વહેલે તેનો અટકાવ આપણેજ કરવો પડશે.

આપણી કોમના ઈસમાઇલી અમલદારો આપખુદીથી કોમને કેવા હેરાન કરી રહ્યા છે, તેના હેવાલની બુક નંબર (૧) થી (૧૮) સુધી મેં બહાર પાડી છે, તે વાંચવાથી તમોને ઈસમાઇલી અમલદારોના આપખુદીના કારભારની વધુ ખાત્રી થશે.

ઈસમાઇલી અમલદારોના આપખુદીના કારભારને લીધે તેના હાથે નાત બહાર અથવા લુટાવાની ધાસ્તીથી ઘણા આપણા ભાઇઓ નાતમાંથી નીકળી જાય છે, તેનો હેવાલ છપાય છે.